**માછી,** *s. m.* [ S. मात्स्यिक. ] A fisherman. 2. *s. f.* A fish.

**માછીમાર,** *s. m.* [ માછી+S. मार a destroyer. ] A fisherman. 2. A king-fisher.

**માજણી,** *adj. f.*
**માજણ્યું,** *adj. n.* [ મા+S. जन to be born. ]
**માજણ્યો,** *adj. m.*
Born of a mother. 2. *s. f. n. m.* A girl, child or boy, true to her, its or his mother.

એવાં કુળ કિસ્મે એ તો એક જ માજણ્યાં.—કવિત.

**માજન,** *s. n.* [See માજો.] Restraint; control. 2. Limit; bounds.

કટિબંધમાં ટાઢ અને તાપ માજને હોય છે.—હ. કા. કાં.

**માજમ,** Same as માઝમ *q. v.*

ઝીઝરમાં કુવેરો બેલ્યો માજમ પાક તે.—નર્મદ.

**માજર,** Same as માંજર *q. v.*

**માજરપાટ,** Same as માદરપાટ *q. v.*

**માજરવેલ,** *s. m.* Name of a kind of rice.

**માજરૂં,** Same as માંજરૂં *q. v.*

**માજલ,** *s. n.* [ S. ] Name of a bird; the blue-roller.

**માજવું,** *v. t.* [ S. मृज्, मार्ज्, to clean. ] To clean; to furbish; to burnish; to rinse; to polish.

**માજા,** Same as માઝા *q. v.*

કહો કદી કેમ મુકાઇ માજા.—દલપતરામ.

**માજી,** *s. f.* [ મા+જી an honorific term. ] A grand-mother. 2. A respectful appellation for an elderly woman. 3. The goddess Ambajee. 4. *adj.* [ Ar. माज़ि past. ] Past; late; quondam; deceased; former.

**માજુફળ,** *s. n.* [ S. मायाफल. ] A gall-nut; a fruit of the plant માજુફળી.

**માજુફળી,** *s. f.* [ See above. ] Name of a plant. Quercus infectoria. N. O. Castaneæ.

**માજુમી,** *adj.* [ See માઝમ. ] Addicted to the use of a preparation of Bhanga.

**માજુર,** *adj.* Blind.

**માજો,** *s. m.* [ See માજવું. ] Glazed cotton-thread; cotton-thread incrusted with a vitrious coating.

**માઝમ,** *s. f.* [ Ar. मअजून्. ] An inebriating preparation of Bhang. 2. *adj.* [ S. मध्यम. ] Middle. 3. Dark.

**માઝમ રાત,** *s. f.* [માઝમ & S. रात्री night. ] An intensely dark night. 2. Dead of night.

આપણે રમશું માઝમ રાત જો.—ના. બા. ૫.

**માઝા,** *s. f.* [See મુઝાજો.] Respect; decency; deference. 2. Limit; boundary.

Id. માઝા મુકવી To transgress the limit of respect.

નરસ ફિમરે મૂકી માઝા કૈરે કંઇ કેટિધા.—ભ. ક. કા.

**માંચડો,** Same as માચડો *q. v.*

હું તમારે માટે માંચડો બંધાવું છું.—હ. કા. કાં.

**માંચો,** Same as માચો *q. v.*

Id. મરતો એ નથી, ને માંચો મુકતો એ નથી There is no end of the difficulty.

**માંચી.** Same as માચી *q. v.*

**માંજર,** *s. f.* [ S. मंजरी. ] A cluster of blossoms; a flower-stalk; a spike. 2. A leather strap placed inside a shoe. 3. [ S. मार्जार. ] A cat. 4. A crest ( of a cock ).

શ્વાન માંજર આવે છે ચઢી.—પ્રેમાનંદ.

**માંજરૂં,** *adj. m. f. n.* [ S. मार्जार a cat. ] Cat-eyed; grey-eyed. 2. Puffed up; cunning.

**માંજરું,** Same as માજરૂં *q. v.*

**માંઝલ,** *s. n.* Name of a kind of grass.

**માંજાર.** *s. m.* [ S. मार्जार. ] A cat.

પંડયા માંજાર દેખી આવતો દેટે છ.—દયારામ.

**માટ,** *s. m. n.* [See માટી earth.] An earthen pot. 2. Flesh used for food. ( So called for the sake of euphemy. ) 3. Name of a vegetable ( શાક ). 4. Same as માટે *q. v.* ( Used in poetry).

**માટડીઉં,** *adj. m. f. n.* [ See માટી. ] Built of of mud; earthen.

**માટલી,** *s. f.* [ માટ + લી dim. ] A small earthen pot.

**માટલું,** *s. n.* [ See above. ] A large earthen pot.

**માટી,** *s. f.* [ S. मृत्तिका. ] Earth; clay. 2. Flesh; meat. 3. *s. m.* A husband. 4. *adj.* Strong; mighty; powerful.

Id. માટી થવું To be spoiled; to be soiled. માટી વાળવી To stop; to close ( of a discussion ). માટીમાં મળી જવું To return to dust; to die.

Prov. માટીના માનવી, માટી માંહે મળી જવાતાવી જશે જાણ ભાઇ Dust thou art and unto dust shalt thou return. મોટાને પણ માટી Revere your superiors however weak.

સત સમાગમે માટી સુધરે.—નર્મદ.

**માટીડો,** *s. m.* [ માટી+ડો dim. ] A husband. 2. An adult; a man,

**માટે**, *prep.* On account of; for; for the sake of. 2. *conj.* Therefore; for that reason; hence; so.

**માટેકરી,** } **માટે કરીને,** } Same as **માટે** *q. v.*

એ ટેકીલો છે નહિં બોલે, માટે કરી હું પૂછું છું—હ. દા. કાં.

**માઠ**, *s. f.* [ See **માટ.** ] A pot-herb.

**માઠી**, *s. f.* Name of an ornament; a bracelet.

મારે હાથે માઠીઓ નથી.—હ. દા. કાં.
હાથની માઠીઓ કરાવવાનો તેણે નિશ્ચય કર્યો.—હ. દા. કાં.

**માઠું**, *adj. m. f. n.* Bad; evil; ill; wrong; improper; vicious; wicked. 2. Less than the proper weight or measure. 3. Disgraceful; shameful 4. Unfortunate. 5. Inauspicious.

Id. માઠું લાગવું-લગાડવું To be displeased or grieved; to take it ill. માઠું તોળવું To weigh less than the required quantity.

**માઠેરૂં**, *adj. m. f. n.* [ માઠું + રૂં dim. ] A little; not much. 2. Bad; inauspicious; wicked.

**માડ**, *s. n.* Name of a plant. Caryota urens. N. O. Palmacæ. 2. *s. m.* A vow taken by women, in connection with which a small temple is made of stalks of plantain-trees. 3. The storey of the portico or gate. 4. Name of a mode of music.

**માડણ**, *s. n.* [ S. मंडन decoration *fr.* मंड् to adorn. ] Drawing of figures and otherwise decorating the forehead and cheeks of a woman on festive occasions; an ornamentation. 2. A pool of stagnant water near a village, in which buffaloes delight to lie down and roll about.

**માડમાડ**, Same as **માંડમાંડ** *q. v.*

**માડવ**, Same as **માંડવ** *q. v.*

**માડવી**, Same as **માંડવી** *q. v.*

**માડવીઓ**, Same as **માંડવીઓ** *q. v.*

**માડવું**, Same as **માંડવું** *q. v.*

**માડવો**, Same as **માંડવો** *q. v.*

**માડી**, *s. f.* [ મા + ડી dim. ] A mother; mamma. 2. An old woman.

માડી મારી વહુ ક્યાં મુજને દેખાડોજી.—દયારામ.

**માડો**, *s. m.* [ S. मंड a very thin kind of —e. ] A thin crust of a cake or loaf made of millet and wheat-flour.

**માઢ**, *s. m.* [ S. माढि a place. ] A place; a place of residence. 2. The front portion of a storied house. 3. The storey on a portico or gate. 4. An imitation-temple made of the stem of a plantain-tree. 5. Name of a musical mode.

**માઢું**, *s. n.* A man; a person.

તુને પૂછું ગોવાળીઆ, કયે ઘેર માઢું મુઉં છે.—હ. પ્રે. ત્રિ.

**માઢુંઆં,** } **માઢુંડાં,** } *s. n. pl.* [S. माधव्य a dear person.] Pets; darlings.

**માણ**, *s. f.* [S. माणिक a round earthen vessel.] A metallic water-pot. 2. A large metal vessel used as a musical accompaniment by a certain class of preachers. 3. [ See **માંડણી.** ] A beautiful arrangement of household vessels placing one upon the other. 4. *s. n.* Oil or ghee admixed with flour. 5. [ See **માન.** ] A boundary; a limit. 6. Intoxication. 7. Pride; vanity. 8. Same as **માંડમાંડ** *q. v.*

રાખાયત ઘાએ સંધીઓ, તો એ ન મેલે માણ.—લોકોક્તિ.
શેષ નાગ જમી તોળી રહ્યા, જેમ સાગર ન મેલે માણ.—ભોજો.

**માણકમાઉ**, *adj.* [માંડ+કમાઉ earning.] Earning nothing. 2. *s. m.* An idle drone.

Prov. માણકમાઉ, ને મોડા ઉઠયા Roguery supplants justice.

**માણકી**, *s. f.* [ See **માણેક.** ] Name of a particular kind of swift-going mare.

માણકી મતવાલી મહારાજ.—પ્રેમાનંદ.

**માણમાણ**, Same as **માંડમાંડ** *q. v.*

માણમાણ મનના ભામા, રાજ મારે ઘેર શીદ આવ્યા ?—ગોવિંદ
સાંયક એક સાયક, બીજી ગદા માણમાણ.-વલ્લભ.

**માણભટ**, *s. m.* [ માણ+S. भट्ट a Brahmana. ] Name of a class of Brahmanas who sing or tell stories while playing upon the water-pot; a story-teller.

અહો માણભટો અને કથાકારો.—હ. દા. કાં.

**માણવક**, *s. m.* [S.]A silly fellow; a baffoon; a joker; a jester.

**માણવું**, *v. t.* [ S. मान् to cause to think *fr.* मन् to think. ] To experience a pleasure; to enjoy.

જખ મારે છે જગત્, માણ તું દાસ દયાના સ્વામી.—દયારામ
માણો છો મન ગમતી રીતે, પરવશતા પામો છો પ્રીતે.-કેશવ હરિ

કેવું સુખ માણવા તે રહ્યું નહીં.—હ. દા. કાં.
સઘળી પૂરતા લ્હાવા લ્હેણાં ન માણશું એકલાં.—લલિત.
જાણ્યું કેમ આ વેરે માણ્યાને પરમાણે.-દયારામ.

**માણસ**, *s. m. n.* [ See **મનુષ્ય.** ] A man; human being; a person.

Prov. માણસનું ધારવું, પરમેશ્વરનું પાર ઉતારવું Man proposes, God disposes. સોનું જોઇએ કસી, અને માણસ જોઇએ વસી A touchstone is the test of gold, and conduct that of a man. માણસ જોઇને વાત કરવી Cleave the log according to its grain. માણસમાં આંતરો, કોઇ જવેર ને કોઇ કાંકરો Among men some are jewels, some are pebbles. માણસને ઇશારત, ગધેડાને ડફણાં A word for a wise man, a rod for a fool. માણસની ઓળખા નહિ હોય તેને શું ? Fools laugh at their own sport. માણસમાં લેવાય, કે વગડે લેવાય A man yields either through fear or modesty. માણસમાણસમાં ફેર છે There are various sorts of men.

**માણસપણું**, *s. n.* [ માણસ+પણું a suffix forming a noun.] Manliness. 2. Politeness; courtesy.

**માણસાઇ**, *s. f.* [માણસ+આઇ a suffix forming a noun.] Manliness; civil manners; politeness. 2. *adj.* Relating to man; human.

Id. માણસાઇ રાખવી-શીખવી To behave towards another with politeness.

**માણિક્ય**, *s. n.* [S.] Ruby; a precious stone.

**માણી**, *s. f.* Name of a weight equal to 16 maunds.

**માણીઓ**, *s. m.* [ See માણ. ] A water-pot. 2. A vessel of the capacity of one maund. 3. A weight of a maund.

**માણીગર**, *s. m.* [ Ar. મની semen virile+P. ગર having. ] A voluptuary; an epicure.

મોહોલે પધારો, મારા રાજ, માણીગર મોહોલે પધારો.—દયારામ.

માણીગર મોલડું તારું રે.-બ્રહ્માનંદ.

**માણીતલ**, *s. n.* [ માણવું + S. સ્થલ a place. ] A place where one finds consolation or pleasure; an object of pleasure.

ગયું માણીતલ માહરું, જાણીને બાળે વેધ રે.—નરસૈરામ.

**માણેક**, Same as માણિક્ય *q. v.*

**માણેકજમાની**, *s. f.* [ માણેક+જમાન security. ] Security bound on condition of paying a debt only if the original debtor fail to pay it.

**માણેકઠારી**, } *s. f.* The full-moon day of
**માણેકઠારી પૂનેમ**, } Ashvina.

**માણેકનોતરું**, *s. n.* [ માન+નોતરું invitation.] An invitation out of respect only; an invitation in name.

**માણો**, *s. m.* [ See માણ. ] A measure. 2. [See માણવું ] Enjoyment; merriment.

**માંડી**, Same as માઢી *q. v.*

તેમાં તારા માંઢીની શી મતા હતી.—હ. કા. કાં.

મધમાખીના માંઢીઓ એઠી પેઠે પડી રહે.—હ. કા. કાં.

**માંઢીઓ**, Same as માઢીઓ *q. v.*

**માંડ**, *s. m.* [ See above. ] A crest. 2. An ornamental head-dress worn by the bride and the mother of the bridegroom at the time of the ceremony of a marriage. 3. The placing of one vessel upon the other. 4. *adv.* With great difficulty. 5. Hardly; barely.

ભગભગતે અંગાર માંડ ઉનાળો ઉતર્યો.—સવિતા.

**માંડણ**, *s.n.* [See above.] A pool of stagnant water near a village. 2. Arrangement. 3. The height of the floor of a house. 4. An ornamental decoration on the forehead.

ગાલ ઉપરનાં માંડણો આંસુ વડે ધોવરાયાં હશે.—કા. ચી. દે.

**માંડણી**, *s. f.* [ See માંડવું. ] An arrangement. 2. The height of the floor of a house.

પાંચ તણી સઘળી માંડણી, આપે ઓલે માંહે ધણી.—અખો.

**માંડમાંડ**, *adv.* [ Redup. of માંડ.] With great difficulty. 2. Superficially. 3. Hardly; barely.

**માંડલિક**, *adj.* [See મંડલ.] Ruling a province; 2. *s. m.* The ruler of a province; a feudatory king.

**માંડલીઈ**, *s. f.* A sharp angry look; a keen eye.

માંડલીઈ મ તાણ નાગમદી નાની છે.—લોકોક્તિ.

**માંડવ**, *s. m.* [See માંડવા.] The last ceremony of giving gifts to the party of the bridegroom. 2. Same as માંડવો *q. v.*

ખડું ને માંડવ ખેલવાં ખારે રસ્ખીલાના કોઇ.—ના. દ. ક.

**માંડવી**, *s. f.* [ See મંડપ. ] A custom-house. 2. A slightly raised platform of level ground before the doors of certain houses. 3. A cylindrical frame of wood, etc., on which lamps are arranged in circular rows from the bottom to the top, and round which men or women move in circles, singing songs in Navratri holidays. 4. A central market. 5. Ground-nut.

**માંડવીઓ**, *s. m.* [ See માંડવ. ] A person attending the party of a bride.

**માંડવું**, *v. t.* [ S. મંડ્ to adorn. ] To set; to place; to dispose; to arrange. 2. To set up; to establish. 3. To note down; to enter; to commit to books. 4. To take to; to turn to. 5. To enter vehemently or licentiously upon. 6. To inaugurate. 7. To begin ( used with the infinitive ).

Id. માંડી નાખવું To write off (an account). 2. To put a stop to. 3. To settle (a dispute) amicably. મોં માંડવું To hear with respect or attention. 2. To eat. પગ માંડવા To gain a footing. 2. To begin to walk (of a child). ગાંઠ માંડવી To sit at ease. કાણું માંડવી To mourn for the death of. કાન માંડવા To hear with attention. વાત માંડવી To begin to tell a tiresome story. નામું માંડવું To enter in an account book. દુકાન માંડવી To open a shop. 2. To conduct openly the sale of a prohibited article; to prostitute one's self. 3. To become a public prostitute (of a woman). મોએ માંડવું To touch with the lips; to drink. સંસાર માંડવો To set up in life; to start in life. 2. To remarry.

વળગી હૈડે કંડે, નવી નવી પ્રીત માંડે.-પ્રેમાનંદ.

અગર રાંડી જો માંડતી થશે.-નર્મદ.

**માંડવો**, Same as મંડપ *q. v.* 2. The birth of a girl (in euph.).

Id. માંડવાખરચ The wedding expenses. માંડવો આવવો To have a birth of a daughter.

**માંડા**, *s. m. pl.* [ S. मडक a kind of baked flour.] Big sweetmeat balls.

આખા માંડા પાપડ તળ્યા.-પદ્મનાભ.

**માંણુ**, *s. n.* Oil or butter poured over dough to make it soft. 2. The intoxicating element in sugar-cane, millet-stalks, etc. 3. The bark of sugar-cane, millet-stalks, etc. 4. A metal-pot.

**માંણુમાંણુ**, Same as માંડમાંડ *q. v.*

**માત**, Same as મા, માતા *q. v.*

**માતંગ**, *s. m.* [S.] An elephant.

એક અશુદ્ધ માતંગ ગજ ઘંટા સંયુત બળવાન.—રત્નેશ્વર.

**માતંગી**, *s. f.* [See above.] A she-elephant. 2. A goddess riding on an elephant.

**માનતાત**, } Same as માતાપિતા *q. v.*
**માતપિતા**,

**માતબર**, *adj.* [ Ar. मुअतबर trustworthy. ] Rich; wealthy; opulent. 2. Great; eminent.

**માતબરપણું**, *s. n.* [માતબર+પણું a suffix forming a noun.] Richness; opulence. 2. Greatness.

**માતબરી**, *s. f.* [ See માતબર. ] Respectability; greatness; eminence. 2. Richness; wealthiness.

**માતમ**, Same as માહાત્મ્ય *q. v.*

મેટું માતમ જ્ઞાતા ધરે.—અખો.

**માતરિશ્વા**, *s. m.* [S. मातरिश्वन्.] Wind.

જેણે ભીંત ઉડ્ડયનો માતરિશ્વા વહે છે.—કાંત.

**માતરું**, *s. n.* [See મૂતરવું.] Passing of urine. 2. Suffering from a urinal disease.

Id. માતરું કરવું To pass urine. (Used by the Jainas.)

**માતલિ**, *s. m.* [S.] The charioteer of Indra.

સુત સંકેત કરે મન માંહે શું, આઇ માતલિ એહ.—ભાલણ.

**માતા**, *s. f.* [ S. मातृ. ] A mother. 2. A goddess. 3. Small-pox.

**માતાજી**, Same as માતા *q. v.*

**માતાપિતા**, *s. n. pl.* [માતા + S. पितृ a father.] Parents; mother and father.

**માતામહ**, *s. m.* [ S. ] A maternal grandfather.

**માતામહી**, *s. f.* [ S. ] A maternal grandmother.

**માતું**, Same as માતેલું *q. v.*

કે આવીને યૌવન માતા અન્યા.—ભો. બો. દી.

ઓહોરા આવોની, ઊંચું જાણોની, રંગીલા રસ માતા.-દયારામ.

કીર્તિ દેશ વિદેશ મુલકમાં ચાલે માતી.—દલપતરામ.

**માતુંતાતું**, *adj. m. f. n.* [ માતું +S. तिक्त hot. ] Stout and strong.

સાવકો છોકરો માતોતાતો બનતો ગયો.—હ. દા. કાં.

**માતુ**, Same as માતા *q. v.*

**માતુલ**, [S.] *s. m.* A maternal uncle.

**માતુલી**, *s. f.* [S.] The wife of a maternal uncle. 2. *adj.* Relating to the maternal uncle.

માતુલી કન્યામાં દોષ દક્ષિણમાં ન દેખાય.—હ. દા. કાં.

**માતુશ્રી**, *s. f.* [ માતા+S. श्री goddess.] A term of respectful address to one's mother.

**માતૃ**, *s. f.* [S.] A mother.

**માતૃક**, *adj.* [S.] Maternal.

**માતૃકા**, *s. f.* [ S. ] A mother. 2. Name of certain diagrams having a magical power.

**માતૃઘાત**, *s. m.* [ માતૃ + S. घात killing. ] Matricide.

**માતૃઘાતી**, *s. m.* [ See above. ] A matricide.

**માતૃપક્ષ**, *s. m.* [માતૃ+S. पक्ष a side.] Relatives of the maternal side; maternal kinsmen. 2. Maternal side.

**માતૃબીજ**, *s. n.* [માતૃ+S. बीज a seed.] Ovum.

**માતૃભૂમિ**, *s. f.* [ માતૃ + S. भूमि land. ] One's motherland.

**માતેલું**, *adj. m. f. n.* [See મત્ત.] Fat; plump; corpulent. 2. Arrogant; overbearing; haughty.

**માત્ર**, *adv.* [ S. ] Only; merely; solely; barely. 2. *adj.* All; whole.

**માત્રા**, *s. f.* [S. *fr.* मा to measure ] The oblique stroke written above the horizontal line of Devanagaree characters, as in the vowels એ, ઐ, ઓ, ઔ. 2. Quantity; a measure. 3. A prosodial measure of a syllable 4. A medicinal preparation of metals and minerals. 5. Matter; element.

ઝરવવા ઝરતની માત્રા.—સહિત.

**માત્રામેળ**, *s. m.* [ માત્રા+મેળ account ] A class of Prakrita, and Gujarati verses, in which the quantity of the vowels in a line is alone taken into account.

**માત્સર્ય**, *s. n.* [ S. ] Envy; jealousy; spite; malice. 2. Pride; arrogance; impudence.

**માથાઉતાર**, *adj.* [ માથું+ ઉતારવું to shift. ] Careless; irresponsible; unmindful. 2. *adv.* Carelessly; unmindfully; uninterestedly.

**માથાઓઢ**, *s. f.* [ માથું+ઓઢવું to cover. ] A widow's right to claim maintenance out of the ancestral property from united co-partners.

**માથાકુટ**, } **માથાકૂટ**, } *s. f.* [ માથું + કૂટવું to beat. ] A wearisome, vexatious, and unprofitable labour; botheration; a bother. 2. A wearying and tiresome insistance upon a subject; incessant prating; importunate begging; head-breaking. 3. An altercation.

**કહે પેમે તારી સાથે કરે કોણ માથાકુટ.—દલપતરામ.**

**માથાકુટીઉં**, } **માથાકૂટીઉં**, } *adj. m. f. n.* [ See above. ] Troublesome; wearisome; head-breaking.

**માથાઝીક**, Same as માથાકૂટ *q. v.*

**માથાઝીકીઉં**, Same as માથાકૂટીઉં *q. v.*

**માથાતોડ**, *s. f.* [ માથું+તોડવું to break. ] Head-breaking. 2. Trouble.

એ માટે માથાતોડ ખાઈખપુશીને મહેનત કરનાર.—હ. ડા. કાં.

**માથાતોડીઉં**, *adj. m. f. n.* Head-breaking; very hard; troublesome.

**માથાદીઠ**, *adv.* [ માથું+દીઠ per. ] *Per caput*; per head.

**માથાફોડ**, Same as માથાકૂટ *q. v.*

**માથાફોડીઉં**, Same as માથાકૂટીઉં *q. v.*

**માથાબાંધણું**, } **માથાબાંધણું**, } *s. n.* [ માથું + S. બંધન binding. ] A piece of cloth with which Parsee women bind their hair.

**માથાબોળ**, *adv.* [ માથું + બોળવું to dip.] Without omitting to plunge the head in water or to pour water on the head ( of bathing).

**માથામેલી**, *adj. f.* [ માથું + S. मल dirt. ] Unwell; menstruant; being in menses.

**માથાવટી**, *s. f.* [ માથું+S. वृत्ति state; being.] A stain of oil, etc. left on the part of a garment worn over the head by women. 2. A piece of cloth substituted for the part of a garment worn over the head by women. 3. Fame; respect; credit.

**માથું**, *s. n.* [ S. मस्तक. ] The crown; the sinciput and occiput. 2. The forehead. 3. The head. 4. The brains. 5. The head or knob of anything. 6. The top; the summit.

Id. માથું મારવું-ઘાલવું To exert oneself about; to concern oneself with. 2. To interfere. માથું આપવું To work for the benefit of another at the cost of one's self. માથું ઊંચકવું-ઉઠાવવું To show a bold front; to rise against; to stand against for a fight. માથું કાપવું To bring one into ruin. 2. To commit a breach of trust; to betray confidence. માથું ઓળવું To comb the hair. માથું ચોળવું To clean the hair on the head. માથું સોંપવું To surrender unconditionally or at discretion; to be at the mercy of. માથું ખાવું -પટકવું-ફોડવું-કૂટવું To trouble the mind in vain. માથું કૂટવું To beat one's head owing to excitement. માથું પાકી જવું To be troubled in the mind. માથું નમાવવું—નીચે કરવું To submit. માથું ફરવું To swoon; to be giddy. 2. To be excited; to be angry. માથું ફેરવવું To work oneself into a frenzy. માથું બોડાવવું To get one's head shaved by a barber. 2. To remain illiterate. માથું ભાંગવું To defeat in a competition. 2. To put to shame. માથું ખાવું To trouble the mind by incessant talking. માથું નીકળી પડવું-માથાના કટકા થવા To have severe head-ache. માથું હલાવવું To shake the head in token of assent or dissent. માથાનો ફરેલ-ફરેલ Obstinate; headstrong. બે માથાનો ખરચ The cost of the two parties to a suit. બે માથવું Having two heads. 2. Reckless; thoughtless ( in undertaking a risk ). બે માથાં ધરાવવાં To be obstinate. માથા વગરનું Having no fear for one's own head; fearless; reckless. માથું કોરાણે મૂકવું To be thoughtless. બે કાન વચ્ચે માથું કરવું To pull by the ears ( used in threat-

ening children ). માથે ધૂળ ઘાલવી To expose one's own weakness or folly by defaming other persons. 2. To defame. માથા સાટે માથું Full consideration for a contract. માથામાં પવન ભરાવો To be giddy in the head; to be puffed up; to be arrogant. એના માથામાં ગજ ઘાલ્યા છે His head is furnished with strong iron-bars to protect it against being split. 2. He is very strong-headed. સૂર્ય માથે આવ્યો The sun has reached the meridian; it is mid-day. માથાતોડ મહેનત Work hard enough to split one's head; very hard work. માથાઉતરતું કામ Perfunctory work. માથા વગરના પ્રાણી Acephala. માથા આગળ પગવાળાં જનાવર Cephalopods. માથે હોવું To be responsible for. 2. To be welcome. માથું ચડવું To suffer from headache. માથે ચઢી બેસવું-ચઢી વાગવું To disobey. 2. To be so insolent as to think oneself able to order about one's own superiors. માથે મારવું-ઓઢાડવું-નાખવું-પાડવું To unjustly throw a burden or loss on a person. 2. To mislead a person as to the worth of a thing, and to induce him to pay a price higher than its real worth. માથે રાખવું To take responsibility on one's person. માથે ચડાવવું To obey implicitly; to accept submissively. 2. To indulge unduly. માથે થવું To be in menses. માથે પડવું To be responsible against one's will. 2. To be forced into accepting, against one's will. માથે ઘાલવું-નાખવું To throw the responsibility on the head of another. માથે પાણી ઘાલવું To take a bath and make atonement for dereliction or suspension of religious duty during one's illness. છેડો માથે નાખવો To throw off all considerations of shame or decency ( said of a woman ). માથેથી ઉતારવું To be free from a responsibility; to discharge an onerous duty. માથે લેવું-વહોરવું To undertake the responsibility of doing. માથે હાથ દેવો To be disappointed. માથે હાથ મુકવો To bless. 2. To infect another with one's own wickedness.

Prov. એકથી બે માથાં ભલાં Two heads are better than one. માથું આપે તે મિત્ર A friend in need is a friend indeed. માથે પડી વિચેરેવા Necessity is the mother of invention; necessity has no law. માથું સોંપ્યું ત્યારે નાક કાનનો શો ઉચારો ? The greater contains the lesser; the power of the lesser ceases in the presence of the greater. માથું વાઢીને બેસવા આપીએ, તો એ કહે " ડગે છે," If you give an inch, he will take an ell. માથા કરતાં મણીઓ મોટો Cut your coat according to your cloth.

માદ, *s. m.* [S. मद् to be mad.] Intoxication. 2. Pride. 3. *adj.* Proud.

તેવા સ્રી સાથે કરે જાણો મૂરખ માદ.—રત્નેશ્વર.

માદક, *adj.* [ માદ+S. क doing. ] Intoxicating. 2. Soporiferous.

માદર, *s. f.* [P.] A mother.

માદરપાટ, *s. m. n.* [ P. *fr.* चादर a sheet+S. पट a cloth. ] A kind of cloth; madrepollam.

માદરબખત, *inter.* [ P. मादर mother+ब at +Ar. खता fault ] You wretch! (A term of low, vulgar, and coarse abuse.)

માદળીઉં, *s. n.* An amulet; a talisman. 2. A kind of ornament.

Prov. હૈયાનો હાર ને કોટનું માદળીઉં Darling; very dear.

માદા, *s. f.* [ P. ] The female among lower animals. 2. A screw-nut. 3. The nut portion of a hinge to be affixed to a door. 4. A pistil.

માદાફૂલ, *s. n.* [ માદા a pistil+ ફૂલ a flower.] A pistillate flower.

માદું, Same as માંદું *q. v.*

માધવ, *s. m.* [S. *fr.* मा the goddess Laxmee +धव a husband.] An epithet of Shree Krishna or Vishnu. 2. [S *fr.* मधु honey.] The month of Vaishakha.

માધવી, *s. f.* [S.] Name of a kind of creeping plant bearing fragrant flowers; a clustered hiptage. Hiptage madablota. N. O. Oleacæ.

માધુકરી, *s. f.* [S.] Collecting alms by begging from door to door; alms obtained from five different places.

માધુકરી માગી લાવીને ખાતા.—દા. પી. દે.

માધુરી, *s. f.* } માધુર્ય, *s. n.* } [S.] Sweetness. 2. Melodiousness. 3. Fragrance. 4. Kindness; amiability.

માધ્યમ, *adj.* [ See મધ્યમ. ] Middlemost; central. 2. *s. n.* A medium.

માધ્યમિક, *adj.* [ See મધ્યમ. ] Middling; middle; central. 2. Secondary.

Id. માધ્યમિક શાળા A secondary school. માધ્યમિક શિક્ષણ—કેળવણી Secondary education.

માધ્યમિક એ રીતે હાથ જોડે.—રત્નેશ્વર.

માધ્યસ્થ, *adj.* [ મધ્ય + S. स्था to stand. ] Indifferent; impartial; neutral. 2. Same as માધ્યસ્થ્ય *q. v.*

**માધ્યસ્થ્ય**, *s. n.* [ See above. ] Impartiality. 2. Unconcern; indifference. 3. Mediation. 4. *s. m.* An arbitrator; a mediator.

**માધ્વી**, *s. f.* [ S. ] A kind of liquor (made from honey).

**માન્**, *ind.* [S. *fr.* मत् having.] An adjectival suffix in Sanskrita showing "possession".

**માન**, *s. n.* [ S. *fr.* मन् to think. ] Respect; regard; reverence; honour. 2. Arrogance; conceit. 3. Importance; estimation; veneration. 4. [ S. *fr.* मा to measure. ] Measure; degree; capacity. 5. Magnitude; extent. 6. Greatness. 7. Importance. 8. Dignity. 9. *adj.* Same as માન્ *q. v.*

Id. માન મળવું To be respected. માન મેળવવું To get respect. માન આપવું-દેવું To pay respect to. માન મુકવું To give in; to yield. માન માગવું To be heard and respected. 2. To hesitate outwardly, though really willing inwardly.

એમ વિખાણ્ સાભાવું માન, નારદ પામ્યા અંતર્ધાન.-ગિરિધર.

બેહુ જણ એવા વદે કોઇ ન મુકે માન.—નાકર.

માનને માગે હો મુખે દશ આંગળી.—પ્રેમાનંદ.

**માનઅકરામ**, *s. n.* [ માન + Ar. अक्राम् more respected. ] Respectful entertainment. 2. Endowing of gifts and titles; giving of honours.

Id. માનઅકરામની યાદી An honour's list.

**માનકરી**, **માનકારી**, *s. m.* [ માન + S. कृ to do.] A person entitled to certain honours and presents at courts, etc.; a person generally claiming distinction or attention.

**માનણહાર**, *adj.* [ See માનવું. ] Agreeing; accepting; confessing.

માનણહાર શોધ્યે નવ જડે.—અખો.

**માનતા**, *s. f.* [See માનવું.] A vow.

Id. માનતા રાખવી-માનવી To make a vow or promise to a deity of making an offering on the fulfilment of one's particular desire. માનતા કરવી To fulfil a vow. માનતા મુકવી To free oneself from a vow.

મહાપૂજા કરાવી મુકો, માનતા મનાઇ.—નર્મદ.

**માનદ**, *adj.* [ માન+S. दा to give. ] Showing respect. 2. Honorary.

**માનની**, Same as માનિની *q. v.*

માનની મોહે મૂચ્ય, મહામાયા એ મોટી.—સામળ.

**માનનીય**, *adj.* [ S. ] Worthy of honour; fit to be honoured. 2. Acceptable. 3. Honourable. 4. Honorary.

**માનપત્ર**, *s. n.* [માન+S. पत्र a letter.] A document presented out of respect or to do honour; an address.

**માનપાન**, *s. n.* [ માન + S. पान drinking. ] Respectful reception; welcome. 2 Respect; fame; dignity.

**માનભંગ**, *s. m.* [માન+S. भंग breaking *fr.* भंज् to break. ] Insult; humiliation; disrespect.

**માનમર્યાદા**, *s. f.* [માન+S. मर्यादा moral law.] Moral respect; respectful treatment.

**માનવ**, *adj.* [S.] Human. 2. *s. m.* A man; a human being. 3 *s. m. pl.* Mankind.

**માનવજાતિ**, *s. f.* [ માનવ + S. जाति a race. ] Humanity; mankind.

**માનવતી**, *s. f.* [ માન + S. वत् possessing.] A proud woman. 2. A sweetheart angry with her lover.

**માનવહિતવાદ**, *s. m.* [માનવ+S. हित benefit + वाद a doctrine.] Humanism.

**માનવી**, *adj.* [See માનવ.] Human. 2. *s. m. n.* A man; a human being.

Prov. કાળા માથાનો માનવી શું ન કરે ? Nothing is impossible on the face of the earth.

**માનવું**, *v. t.* [ S. मान् to cause to think *fr.* मन् to think. ] To obey. 2. To believe; to credit. 3. To admit; to allow; to hold to be true or right. 4. To hold; to view; to consider; to regard 5. To mind; to care for. 6. To vow; to take a vow. 7. To confess; to acknowledge; to own; to avow. 8. To be pleased; to be agreeable to.

Prov. માન્યા તો દેવ, નહિ તો પથ્થર They who worship God merely for fear would worship the devil should he appear.

**માનસ**, Same as મન *q. v.* 2. Same as માનસિક *q. v.*

**માનસરોવર**, Same as માનસસર *q. v.*

**માનસશાસ્ત્ર**, *s. n.* [ માનસ+S. शास्त्र science. ] Psychology; mental philosophy.

એ વિષે સંપૂર્ણ વિવેચન કરવું એ માનસશાસ્ત્રનું કામ છે.
—કે. પ્ર. વિ.

**માનસશાસ્ત્રી**, *s. m.* [See above. ] A psychologist.

**માનસસર**, *s. n.* [ S. ] Name of a sacred lake on mount Kailasa, said to be the native place of swans.

**માનસિક**, *adj.* [ S. ] Mental; spiritual; intellectual. 2. Chimerical; imaginary. 3. Psychological; psychical.

આ બધા માનસિક વ્યાપારોમાં વિચાર એ મુખ્ય વ્યાપાર છે.
—ક. પ્રા. ત્રિ.

**માનસિકશાસ્ત્ર**, Same as **માનસશાસ્ત્ર** *q. v.*

**માનસુકન**, *s. m.* [માન+S. शकुन an omen.] A good omen.

**માનિતા**, *s. f.* } **માનિત્વ**, *s. n.* } [ માની + S. ता, त्व suffixes forming nouns. ] Pride; haughtiness. 2. Respect. 3. Being respected or honoured.

હૈયું બીતું સદ્ય બનતાં માનિતા સર્વ ખોઇ.—કાંત.

**માનિની**, *s. f.* [ S. ] A woman possessed of self-respect. 2. A strong-minded, resolute, proud woman.

તેનું મુખ એ માનિની ભાસે ભુંડી ભાતે.—ભાલણ.

**માની**, *adj.* [ S. मानिन्. ] Proud; possessed of self-respect. 2. Highly honoured. 3. Regarding.

દુર્યોધન અભિમાની, દુઃશાસન ઘણો માની.—વલ્લભ.

**માનીતું**, *adj. m. f. n.* [See **માનવું**.] Favourably regarded. 2. Grave; sedate. 3. Dear; loved.

માનીતી મોહનતણી રે વાંસલડી.—દયારામ.

**માનીપાત**, *s. m.* [ માનવું + S. पत् to fall. ] An acceptable reply.

**માનુની**, Same as **માનિની** *q. v.*

**માનુભાવ**, Same as **મહાનુભાવ** *q. v.*

માનુભાવ કરીને મળજો, માગું હું એક વાર.—પ્રેમાનંદ.

**માનુષ**, *adj* [S. *fr.* मनुष्य a man. ] Human. 2. Humane; kind. 3. *s. m.* A man; a human being. 4. *s. n.* Humanity.

**માનુષી**, *adj.* [ See above. ] Relating to a man. 2. *s. f.* A woman.

**માંદગી**, *s. f.* [ P. ] Sickness; illness; unhealthiness 2. Disease.

**માંદું**, *adj. m. f. n.* [ S. मंद dull. ] Sick; ill; unhealthy. 2. Slow; tardy; sluggish.

**માંદ્ય**, *s. n.* [ S. ] Dulness; laziness; slowness. 2. Stupidity 3. Weakness. 4. Illness; indisposition.

**માંનત**, Same as **મહંત** *q. v.*

**માન્ય**, *adj.* [ See **માનવું**. ] Respectable; venerable. 2. Agreeable; acceptable; approved; esteemed. 3. Honorary.

Id. માન્ય કરવું-રાખવું To admit or allow.

**માન્યતા**, *s. f* [ માન્ય+S. ता a suffix forming a noun. ] Opinion: thinking. 2. Acceptableness. 3. Respectability 4. Belief.

**માપ**, *s. n.* [ S. माप् to cause to measure *fr.* मा to measure. ] Measuring; measurements. 2. A measure of length. 3. A measure of capacity. 4. A portion measured off. 5. Weight; honour; respect.

Id. માપ કરવું-લેવું To measure. 2. To make an estimate; to estimate. માપ કાઢવું To make a guess at the dimensions. માપ લેવું-ભરવું To take the measure of length and breadth. માપ રાખવું To have a standard or measure; to keep within limits of moderation. માપ ખોવું To lose one's reputation or honour.

કરે ન કંઇ વિચાર, માને નવ માપને.—વલ્લભ.

**માપક**, *adj.* [ માપ+S. क doing. ] Measuring. 2. *s. m. f. n.* One who measures; a measurer; a guage.

**માપકરણ**, *s. n.* [ માપ + S. कृ to do. ] Mensuration.

**માપણહાર**, *s. m. f. n.* [See **માપવું**.] A measurer.

થશે માપ માપણહાર મુવે.—અખો.

**માપણી**, *s. f.* [ See **માપ.** ] Measuring; admeasurement. 2. Land-surveying.

**માપણીકામદાર**, *s. m.* [ માપણી S. कर्मन् work+ P. दार having. ] A land-surveyor.

**માપણીખાતું**, *s. n.* [ માપણી + ખાતું a department.] The land-survey department of government.

**માપન**, *s. n.* [See **માપ.**] Measuring.

**માપલું**, *s. n.* [માપ+લું dim. ] Food supplied to one engaged in sowing. 2. A measuring vessel; a measure.

**માપવું**, *v. t.* [ See **માપ.** ] To measure. 2. To run away. 3. To fall prostrate.

Id. જમીન માપવી To fall prostrate on the ground by the slipping of the foot while walking.

**માપીઉં**, } **માપું**, } *s. n.* [ See **માપ.** ] A measure of capacity; a vessel for measuring. 2. A measure of length.

Id. માપીઉં-માપું લેવું-ભરવું To measure hte length and breadth.

માફ, *adj.* [Ar. मुआफ् pardoned. ] Pardoned; forgiven. 2. Waived; remitted; absolved. 3. *s. f.* Forgiveness; a pardon.

Id. માફ કરવું To pardon one for. 2. To remit ( of land-revenue ).

માફક, *adj.* [Ar. मुआफ़िक्.] Suitable; agreeable; according with. 2. Conformable to; like; similar to. 3. Passable; moderate; middling. 4. *adv.* According to; as.

Id. માફક આવવું-પડવું To be agreeable or suitable. મારી માફક Like me.

માફકસર, *adv.* [ માફક + P. सर the head. ] Moderately; so as to suit or agree.

માફી, *s. f.* [See માફ.] Pardon; forgiveness; absolution. 2. Remission; abatement; relinquishment of right. 3 Exemption.

Id. માફી માગવી To beg pardon. માફી આપવી-બક્ષવી To pardon. 2. To remit. માફી મળવી To be pardoned. 2. To be exempted from.

માફીજમીન, *s. f.* [ માફી + જમીન land. ] Land free of assessment.

માફીપત્ર, *s. m n.* [ માફી +S. पत्र a letter. ] A written apology.

માફીવાળું, *adj. m. f. n.* [માફી+વાળું having.] Pardoned; forgiven. 2. Remitted; exempted.

માફો, *s. m.* [ Ar. महोफ़ह. ] Name of a kind of conveyance; a cart; a waggon. 2. A chariot; a carriage having a canopy-like contrivance, driven by bullocks and yoked in a marriage procession.

વિધ કરી ફરી માફા તણી.—પુરીબાઈ.

માબાપ, *s. n. pl.* [મા+ બાપ a father.] Mother and father; parents. 2. The creator and the protector. 3. Guardians. 4. *inter.* Sir ! Please ! etc. ( Used to express tiresomeness. )

મામ, *s. f.* [ See મમતા. ] An eager desire. 2. Curiosity. 3. Resolution; resoluteness; firmness of mind; boldness. 4. *s. n.* Food.

Id. મામ મૂકવી-છોડવી To give up one's obstinacy.

Prov. મામના વાંધા Having not even a morsel to eat; extreme poverty.

કહું વડું તે જે નામ, તેમાં લાગી મનની મામ.—મુકુંદ.

સેન મારિયું તમામ, મામ મુકી જાય છે.-પ્રેમાનંદ.

તેને મન છે મોટમ મામ, કામ વાસના સિદ્ધ થું કામ.—સામળ.

મામ, કામ, ઠામ, ચામ.-નર્મદ.

મમત કરે સમતા તજી ખોટી રાખે મામ,—મુ. વિ. મા.

મામફળ, *s. n.* Name of a fruit of the plant મામફળી *q. v.*

મામફળી, *s. f.* Name of a plant. Anona muricata. N. O. Anonaceae.

મામલત, *s. f.* [Ar. मुआमलत् [illegible] ] A public business; government [illegible] the collection of revenues and general administration. 2. An enterprise; undertaking; a business. 3. Importance; weight; worth; estimation; value. 4. Property.

મામલતદાર, *s. m.* [મામલત+P. दार holding.] A Taluka revenue-collector; a Mamlatdar.

મામલતદારી, *s. f.* [See above.] The business, office, or the authority of a Mamlatdar.

મામલો, *s. m.* [ See મામલત. ] An affair; business; a transaction; a concern. 2. An involved or troublesome matter.

મામાજી, *s. m. pl.* Same as મામોસસરો *q. v.* 2. Same as મામો *q. v.*

મામી, *s. f.* [ S. मातुली. ] The wife of one's mother's brother; a maternal aunt.

મામીજી, } મામીસાસુ, } *s. f.* [ મામી + જી an honorific term, S. श्वश्रू a mother-in-law. ] The maternal aunt of the husband in her relation to the wife. 2. The maternal aunt of the wife in her relation to the husband.

મામુલ, *s. m.* [Ar. मअमूल् acted.] Custom; usage; practice. 2. *adj.* Ordinary; usual.

મામુલી, *adj.* [See above.] Ordinary; usual; customary.

મામેજવો, *s. m.* [S. मामेजक ] Name of a kind of plant. Enicostema littorale. N. O Gentianaceae.

મામેરું, *s. n.* [See મહિયેર.] Presents sent by parents to their daughter in the seventh month of her first pregnancy.

મામો, *s. m.* [S. मातुल.] A mother's brother; a maternal uncle.

મામોસસરો, *s. m.* [મામો +S. श्वशुर a father-in-law.] The maternal uncle of the husband in his relation to the wife. 2. The maternal uncle of the wife in her relation to the husband.

માય, *s. f.* [See મા, માતા.] A mother. 2. A goddess. 3. Same as માં *q. v.*

માયનો, *s. m.* [Ar. मअना. ] Meaning; signification; import.

મોટા મોટા વકીલો ન જાણી શકે માયનો.—દલપતરામ.

**માયફળ**, Same as **માજુફળ** *q. v.*

Id. માયફળનો તેજાબ Gallic acid.

**માયફળી**, Same as **માજુફળી** *q. v.*

**માયરૂં**, Same as **મહિયેર** *q. v.* 2. An alter erected for a marriage ceremony.

માયરૂં બંધું ને વરવહુ કરતમેળાપ કરતાં બેઠાં.—હ. પ્રે. ત્રિ.

**માયલું**, *pron. adj. m. f. n.* My; mine.

'અમે સોરઠની ચતરૂંયું' તું માયલો વીર.—લોકોક્તિ.

**માયા**, *s. f.* [S.] Creation; illusion. 2. Fraud; deceit jugglery. 3. Affection; love; fondness. 4. Pity; tenderness; compassion. 5. *Cannabis Indica*; hemp; bhang. 6. The personification of a goddess as being the immediate and active cause of the creation 7. Illusion which causes one to regard the Supreme Spirit and the universe as two distinct realities (in the Vedanta philosophy). 8 [P.] Property; substance; stock; wealth.

Id. માયા કરવી-રાખવી To bear affection to; to love. માયા મૂકવી To cease loving; to grow cool towards.

Prov. બે માયાને કે કાયાને! A beggar may sing before the thief. સૌ માયાનું સગું છે Everybody loves his self interest above everything else.

**માયાપાણી**, *s. n.* [ માયા bhang + S. पानीय water. ] A beverage made from bhang.

**માયામય**, *adj.* [ માયા + S. मय full to. ] Illusive; deceitful. 2. False; unreal. 3. Magical.

**માયામૃગ**, *s. m. n.* [ માયા + S. मृग deer. ] A phantom deer.

**માયામોસો**, *s. m.* A fraudulent speech. (Used by the Jainas.)

**માયાવાદ**, *s. m.* [ માયા + S. वाद a doctrine. ] The doctrine of illusion. (A term applied to Buddhism.)

**માયાવી**, Same as **માયિક** *q. v.*

**માયાળુ**, *adj.* [માય+S. आलु having. ] Tender; pitiful; compassionate; loving; fond; affectionate.

**માયિક**, *adj.* [See માયા. ] Illusory; unreal. 2. False; deceptive; fraudulent. 3. *s. m.* A juggler; a magician.

માયિક પ્રેમ તરછોડી.—કલાપિ.

**માયું**, Same as **માજુફળ** *q. v.*

**માયો**, *s. m.* [P.] Property; substance; stock; wealth.

**માર**, *s. m.* [ See મારવું. ] A beating; thrashing. 2. A firing at; a cannonading; a bombardment; a battering. 3. Rushing upon. 4. Exuberance; overflowing; plenty; press or vigour of any action; urgency. 5. Pressure; a constraining force 6. Affliction; distress; embarrassment. 7. Loss; deficit. 8. [S.] God of love.

Id. માર ખાવો To be beaten. 2. To suffer a loss. 3. To be defeated or beaten (in a battle). મારમાર કરવું To beat incessantly. 2. To press hard; to urge. માર મારવો To beat.

Prov. માર ચોંટવું રતન છે Spare the rod, and spoil the child. માર સુવું ને કર સુધું Strike hard, and do your work well.

**મારક**, *adj.* [ મારવું + S. कृ doing. ] Killing; destroying; counterworking; neutralizing.

**મારકણું**, *adj. m. f. n.* [ See above. ] Given to butting or kicking. 2. Frightful; terrible. 3. Bewitching; lovely.

Prov. મારકણો સાંઢ, ને ચોમાસું મહાલ્યો Confusion worse confounded.

**મારકુટ**, *s. f.* [ મારવું + કૂટવું to strike. ] Beating and buffeting; drubbing; pommelling and pounding 2. Difficulty. 3. Haste; hurry. 4. *adv.* Quickly; speedily; with all haste.

**મારકો**, *s. m.* [ See **મારક**. ] Evil; adversity; affliction. 2. Consumption. 3. Pressure; urgency. 4. [ Eng. ] A mark or sign made on bales of goods.

Id. મારકો કરવો To mark with the trademark of.

**મારખાઉ**, *adj.* [ માર+ખાવું to enjoy. ] That constantly undergoes beating; that is used to being beaten. 2. Suffering a loss.

**મારગ**, Same as **માર્ગ** *q. v.*

Id. મારગે પડવું-મારગ પકડવો To go on in one's own way. 2. To take up one's career; to follow as one's occupation.

**મારગડો**, Same as **માર્ગ** *q. v.*

મારગડો મેલો મોહનલાલજી.—દયારામ.

**મારગી**, Same as **માર્ગી** *q. v.*

**મારગુ**, Same as **માર્ગુ** *q. v.*

**મારઝપટ**, } **મારઝુડ**, } *s. f.* [ મારવું + ઝપટવું, ઝુડવું to thrash. ] Pommelling and felling. 2. Beating and striking. 3. Alacrity; promptitude. 4. *adv.* In full swing; in full sway; promptly.

મારણ, s. n. [ See મારવું. ] A magical ceremony; killing. 2. Incantations to destroy. 3. Calcination.

મારપછાડ, } Same as મારકૂટ q. v.
મારપીટ, }

મારફત, s. f. [Ar. मअरिफत acquaintance.] Intervention; interposition; influence. 2. Medium; means; channel. 3. Agency; authority; instrumentality. 4. adv. Through.

Id. મારફત કરવી To act as an agent. મારફત થાવવી To admit the intervention of; to recognize the intervention of; to recognize one as the medium or agent મારી મારફત Through me.

મારફતીઉં, adj. m. f. n. [ See મારફત. ] Intervening; interposing. 2. Being the instrument. 3. Transacting business for another.

મારફતીએણ, s. f. [See મારફત.] A female agent.

મારફતીઓ, s. m. [ See મારફત. ] An agent; a factor; one who transacts business for another.

મારફતે, adv. [ See મારફત. ] Through.

મારફાડ, s. f. [ મારવું+ફાડવું to tear. ] Tearing and killing; a slaughter; carnage. 2. Striking; quarreling.

મારમાર, adv. [ Redup. of મારવું. ] Abundantly; copiously. 2. With a force; forcibly. 3. Very much; confusingly. 4. With great difficulty. 5. s. n. Repeated beating.

Id. મારમાર કરવું To go on beating.

મારવણ, s. n. [ See મારણ. ] Calcination; oxidation.

મારવાડી, adj. [ S. मरुवाड a desert fr. मरु a waterless country+વાટ a region. ] Relating to Marawada. 2. Parsimonious; miserly. 3. s. m. A Marawadee; an inhabitant of Marawada. 4. One who lends money at a high rate of interest; an usurer. 5. A cheat; a rogue.

મારવું, v. t. [ See મરવું. ] To beat; to buffet; to thump; to knock; to hit; to strike. 2. To overcome; to vanquish; to defeat. 3. To kill; to destroy. 4. To destroy the active qualities of. 5. To master; to subdue; to tame; to overcome. 6. To attack; to assault. 7. To drive in; to apply; to fix; to fasten; to clap on; to impel. 8. To do or make with force, promptitude, or smartness. 9. To fire; to fight; to lay on. 10. To dart; to hurl; to chuck in or toss off. 11. To earn smartly and cleverly; to make. 12. To utter sharply or loudly; to bawl; to bellow. 13. v. i. To produce an effect vehemently or quickly.

Id. નેન મારવાં-આંખ મારવી To glance at amorously. મેણી-મારવી-બોલ-ટાણો-મારવો-મેણું મારવું To taunt કાંધ મારવો To earn by foul means. 2. To steal. માથામાં મારવું To give with contempt or an air of superiority. આંખ મારવી Not to be able to see properly. મારી મારવું To practise deceit in delivering articles bargained for; to deliver inferior articles bargained for. માથામાં મારીને In spite of one's obstinacy. માથું મારવું To push oneself in. 2. To interfere uncalled for with another person's business. મોં મારવું To eat in a hurry. બંદુક મારવી To fire at with a gun; to aim at with a musket. ગપ મારવી-ગપ્પું મારવું-તડાકો મારવો To make an exaggerated statement. તરવાર મારવી To gain one's object with courage or bravery. 2. To exploit; to be successful. છાયા મારવી To have the shade or likeness of. મૂઠ મારવી To make use of spells or charms to kill a man; to practise black magic. નિશાન મારવું To aim at and hit with a ride-shot or an arrow 2. To gain one's object ધાતુ મારવી To destroy the active qualities of a metal or a poisonous drug. ડૂચો મારવો To stop with a plug. બાફ મારવો-મારવી To feel closeness of free air; to feel warmth. ઘોડો મારવો To make a horse run. એડી મારવી To prick a horse with the spurs. 2. To give a hint with a quick movement of the foot. 3. To mark a silver or gold coin in order to test its quality. ધાડ મારવી To exploit; to accomplish a great object. ઘર મારવું To ruin a house or family by treachery. 2. To have illicit intercourse with a woman of the family. ગાંડ મારવી To have sexual intercourse with a man. 2. To be guilty of sodomy. 3. To cheat (vulgar). ખીલો મારવો To drive in a nail. મેખ મારવી To drive in a peg. 2. To throw in an obstacle. તાળું મારવું To lock. બૂમ મારવી To utter a loud cry. ફાંફાં મારવાં To make a vain search. 2. To struggle. સપાટો-સપાટો મારવો To conduct a work with speed. શરત મારવી To lay a wager. ફાકો-ફાકડો મારવો To swallow a powder. તેજ મારવું-ચળકાટ મારવો To shine brightly. લાત મારવી To kick. થપાટ મારવી To give a slap on the face. લાત-થપાટ મારવી Not to pay or give. 2. To deceive

in making a payment. 3. To contemptuously refuse to accept ( a bribe or ill-gain gratification ). જખ મારવી To kill fishes. 2. To commit an evil act. 3. To commit a mistake. મન મારવું To practise self-restraint or self-denial. ભૂખ મારવી To refuse to eat. 2. To control hunger. તરસ મારવી To refuse to drink. મારી નાખવું To kill. મારી પાડવું-ઉતારવું To gain in a short time or at a stroke. મારી ખાવું To gain by foul means. માર્યું જવું To be ruined; to be frustrated.

Prov મારવો તો મીર, ને લૂટવો તો ભંડાર Away! do some great feat, some sounding exploit ( said to a drivelling boaster ). મારે તેની તરવાર Might is right. માર્યા ન મરે, તેના ટીકા શું મરે ? There is no love without fear. મરતું જાય ને મારતું જાય He will try to bring you down to his own level.

**મારામાર, મારામારી,** s. f. [Redup. of માર.] Mutual fighting or beating; scuffle; broil; an affray; a fray. 2. Assault; battery.

**મારિષ,** s. m. [S.] A respectable, worthy or venerable man. 2. A term of address to one of the actors in a drama.

**મારી,** s. f. [ S. ] Plague; cholera; an epidemic.

**મારીતારી,** s. f. [ મારૂં + તારૂં thine. ] An abuse; a censure.

**મારૂ,** s. n. Name of a tree; the oak.

**મારૂત,** s. m. [ S. fr. मरुत् wind. ] Wind.

**મારૂતિ,** s. m. [S.] An epithet of the monkey god Hanuman. 2. An epithet of Bheema.

**મારૂં,** pron. & adj. m. f. n. [S. अस्माकम् our, ours. ] My; mine.

Id. મારૂંતારૂં કરવું To show a spirit of disunion ( between friends ). મારૂંમારૂં કરવું To be under the influence of worldly delusion and show a difference between oneself and others.

ચાર દિવસના સારૂ ન કરો મારૂંમારૂં જી.—નર્મદ.

**મારૂ,** adj. [ See મારવું. ] Killing; bewitching. 2. Cutting; keen. 3. s. m. [ S. मरु. ] The country of Marawada. 4. Name of a musical mode.

**મારો,** s. m. [ See મારવું. ] An attack; battering; beating; stranking. 2. Cannonading; bombarding. 3. An assassin. 4. Over-whelming profusion or plenty. 5. Consumption.

**માર્કંડ,** s. m. [S.] Name of an ancient sage.

**માર્કંડાયુષ્ય,** s. n. [ માર્કંડ+S. आयुष्य abundance of life. ] Long life. 2. adj. Blessed with long life.

**માર્કંડેય,** Same as માર્કંડ q. v.

**માર્કંડેયપુરાણ,** s. n. [માર્કંડેય+S. पुराण a scripture. ] Name of one of the eighteen Puranas ( composed by sage Markandeya ).

**માર્ગ,** s. m. [ S. fr. मार्ग् to seek. ] A road; a path; a way. 2. Room; scope. 3. A mode; a manner. 4. Creed; persuasion; a sect; a religious order. 5. A passage; a channel.

Id. માર્ગ કરવો To make a way. 2. To open a new way. 3. To remove obstacles from one's way; to clear the way. માર્ગ કાઢવો To open a new way. 2. To remove obstacles from the way. માર્ગ બતલાવવો-દેખાડવો To show the way to.

**માર્ગદર્શક,** adj. [ માર્ગ + S. दर्शक showing. ] Guiding; helpful.

**માર્ગશિર, માર્ગશીર્ષ,** Same as માગસર q. v.

**માર્ગી,** s. m. [ S. मार्गिन् a pioneer. ] A traveller; a way-farer. 2. A member of a diabolical sect in Kathiawada. 3. adj. Belonging to a sect.

Id. એકમાર્ગી He who minds nothing but his own business.

**માર્ગુ,** adj. [ See above. ] Travelling. 2. Fit for travelling purposes.

**માર્ગોપદેશક.** s. m. [ માર્ગ+S. उपदेशक preaching. ] A guide; a leader.

**માર્ગોપદેશિકા,** s. f. [ See above. ] A guide; an explanatory treatise.

**માર્જન,** s. n. [ S. fr. मृज् to wipe. ] Sprinkling. 2. Cleaning; cleansing; washing. 3. Purifying; sprinkling the person with water by means of the hand, a blade of Kusha grass, etc.

તીરથ માર્જન કીધું અખે.—અખો.

**માર્જની,** s. f. [ S. ] A broom; a brush.

**માર્જાર,** s. m. [S.] A male cat.

**માર્જારી,** s. f. [S.] A female cat.

**માર્જિત,** adj. [See માર્જન. ] Purified; cleansed; clean; clear; bright.

**માર્તંડ,** s. m. [S.] The sun.

અરે હે ધરતીમાતા, અહે માર્તંડ હો ઉંચા.—ના. દ. ક.

**માર્દવ,** s. n. [S.] Softness; pliancy; weakness. 2. Mildness; gentleness.

**માર્દવકર**, *adj.* [ માર્દવ + S. कृ to do. ] Emollient.

**માર્મિક**, *adj.* [ See **મર્મ**. ] Piercing the vital parts; poignant; cutting; stinging ( words or speech. ) 2. Subtle; ingenious. 3. Acquainted with the mysteries and secrets of; discerning hidden beauties.

**માર્મિકતા**, *s. f.* } **માર્મિકપણું**, *s. n.* } [ માર્મિક + S. ता, Guj. પણું suffixes forming nouns. ] Piercing quality; poignancy of speech or writing. 2. The power discerning hidden beauties.

**માલ**, *s. m.* [ Ar. ] Property. 2. Goods; wares; commodities; merchandise. 3. An article or thing considered with relation to worth or value. 4. Worth; value. 5. A thing of beauty.

Id. આમાં માલ નથી This is worthless. કીમતી માલ A valuable article. માલ જોવો To test the value of. માલ-પચાવવો-હજમ કરવો-ખાઈ જવો-માલનું પાણી કરવું To misappropriate another person's property.

Prov. માલમાલનો ભૂકો, ને પૈસા પાણીમાં Light come, light go. માલ ખાવો માટીનો, ને ગીત ગાવાં વીરાનાં One man pays for the bottle, and others enjoy it.

અમારામાં કશો ના માલ.—કાંત.

**માલકરી**, Same as **મહાલકરી** *q. v.*

**માલકાંકણી**, } **માલકાંગણી**, } *s. f.* Name of a medicinal drug. Celastrus paniculata. N. O. Celastraceæ.

Id. માલકાંકણીનું તેલ Oleum nigrum.

**માલકી**, Same as **માલીકી** *q. v.*

**માલકું**, *adj. n.* [See **મલકાવવું**.] Squint; looking asquint.

Id. માલકું જોવું-ભાળવું To look asquint.

**માલકોશ**, *s. m.* [ S. मालकौश. ] Name of a musical mode.

**માલખું**, Same as **માલકું** *q. v.* 2. Same as **માળખું** *q. v.*

**માલગાડી**, *s. f.* [ માલ + ગાડી a carriage. ] A camel; a goods train.

**માલજાદી**, *s. f.* [ માલ + P. जाद born of. ] A harlot; a concubine. 2. A robust woman.

**માલજામીન**, *s. m.* [ માલ+જામીન a surety.] A security for goods or money. ( Distinguished from હાજર જામીન a security for the appearance of the person.)

**માલણ**, *s. f.* [ S. मालिनी a woman who makes and sells garlands. ] A flower-girl; a wife of a gardener. 2. A [illegible]

**માલતી**, *s. f.* [ S. ] Name of a kind of jasmine. 2. Name of a metre each foot containing 6 syllables.

**માલદાર**, *adj.* [ માલ + P. दार having. ] Rich; wealthy. 2. Valuable; worthy. 3. Having rich stuff.

**માલધણી**, *s. m.* [ માલ+ધણી an owner. ] The owner; the proprietor.

**માલધણિઆણી**, *s. f.* [ See above. ] A female owner or proprietor.

**માલપૂડો**, *s. m.* [ માલ+પૂડો a cake. ] A kind of pancake.

**માલમ**, *s. m. f.* [Ar. मुअल्लिम.] A ship-mate. 2. A pilot. 3. Same as **માલૂમ** *q. v.*

**માલમક**, Same as **માલૂમક** *q. v.*

**માલમતા**, *s. f.* [ માલ + મતા wealth. ] Goods; stock; effects; property; chattels; furniture.

**માલમસ્ત**, *adj.* [ માલ+મસ્ત mad. ] Puffed up by riches; purse-proud. 2. *s. m. f.* A Mammonist; a Mammon-worshipper.

**માલમિલકત**, Same as **માલમતા** *q. v.*

**માલવનું**, *adj. m. f. n.* [માલ+S. विना without.] Worthless; valueless; useless.

**માલવું**, *s. n.* An earthen pot for keeping whey, etc. 2. *v. i.* [ See **મહાલ**. ] To walk about completely free from care. 3. To enjoy; to take the foremost part in a feasting.

**માલા**, Same as **માળા** *q. v.*

**માલિક**, *s. m.* [ Ar. ] A proprietor; an owner. 2. The Almighty.

**માલિકી**, *s. f.* [ P. मालिकी *fr.* Ar. मालिक. ] Proprietorship; ownership.

**માલિની**, *s. f.* [ S. ] Name of a metre, each foot containing 15 syllables. 2. A beautiful woman.

ન ગુણવતિ ગણાઈ, માલિની નેહપેલી.—દલપતરામ.

**માલિન્ય**, *s. n.* [ S. ] Dirtiness; foulness; impurity.

**માલિયાત**, *s. n.* [ See **માળી**. ] Land producing valuable crop grown in the garden. 2. A garden crop grown in fields.

**માલુઆર**, *s. m.* A weaver; a man of the untouchable class.

તે મંદિર માલુઆરનું છે ઘરમાં સાળ બે ચાર.—સામળ.

**માલૂમ**, *adj.* [ Ar. मालूम. ] Known.

Id. માલૂમ થવું-પડવું To be known. માલૂમ કરવું To make known. માલૂમ હોવું To know.

